# અભિનંદન
# પત્રમાળા
# ભાગ ૫ મો

આ પુસ્તકમાં બતાવેલાં લખાણો ઇનામો કાઢીને મેળવ્યાં છે

સંપાદક અને પ્રકાશક
ઠાકોરલાલ પરમોદરાય ઠાકોર
માલીક. પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્ક્સ
ખાડીયા, જેઠાભાઇની પોળ, અમદાવાદ

આવૃત્તિ ૧ લી – પ્રત ૧
ઇસ્વીસન ૧૯૧૯ – સંવત ૧૯૭૫

"પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્ક્સ" મા
ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું
ખાડીયા, જેઠાભાઇની પોળ, અમદાવાદ



કીંમત રૂ. ૦–૪–૦

# નૂતન વર્ષાભિનંદન

શુભ યશ ધન આરોગ્ય ને પદવી પ્રૌઢ પ્રમાણ,
નવીન વર્ષમાં આપને, અર્પે શ્રી જગભાણ.

આજના ઉદય પામતા મંગળમય સુપ્રભાતથી શરૂ થતા નૂતન વિક્રમવર્ષના શુભ પ્રસંગે આ પત્રિકારૂપી દૂતદ્વારા આપની સેવામાં ઉપસ્થિત થઇ, આપને તથા આપના સમગ્ર કુટુંબ પરિવાર મિત્રમંડળ સર્વને મુબારકબાદી આપું છું. આ નવા વર્ષમાં આપ સહકુટુંબ આરોગ્યમાં રહી ધન ધાન્યપ્રાપ્તિવડે સુખી રહો, અને શુદ્ધ નીતિ રીતિને પંથે સદા સર્વદા વિચરી, લોકકલ્યાણ અને પરોપકારી કાર્યોવડે આપની સુકીર્તિને દિગંતમાં શુક્લ પક્ષના ચંદ્રની કળા માફક હંમેશાં વૃદ્ધિંગત કરો એવી જગન્નિયંતાને પ્રાર્થના કરૂં છું.

લી.
રતીલાલ નાગરદાસ અહિચ્છા
દીવાનપુરા એંકરોડ,
ભાવનગર.

# નવા વર્ષનો આશીર્વાદ

## માલિની

નવલ સુભગ અબ્દે, ક્ષેમ આરોગ્ય પામી;
ત્રિવિધ કઠિન દુઃખો, શીઘ્ર જાઓ વિરામી.
અતિશય ધન-ધાન્યે, સંતતી સૌખ્ય મધ્યે;
જગદિશ વરસાવો, મે'રની વૃષ્ટિ નિત્યે.
જનહિત શુભ કાર્યો, આદરી દેશ-દાઝે;
અવિચળ યશભોક્તા, થાવ એ આશિઃ આજે.

લી.
ચુનીલાલ હરગોવિન્દ શુકલ
સ્કુલ-માસ્તર મુ. પાટડી.
તા. વીરમગામ.

# નવા વર્ષની શુભ ભાવના

ભારત વર્ષારંભે દિનકરમણિનાં દિવ્ય કીરણોના અનેરા રંગથી રંગાએલા નવલા સુવર્ણમય પ્રભાતે સુમિત્ર તરીકે આપનું સર્વદા શુભ ઇચ્છી કાવ્યકુસુમ અર્પણ કરૂં છું: પ્રભુ તેની મૃદુ-મીઠી સુવાસ આપના કુટુંબને આપો!

**માલિની**

કુસુમવત સુવાસે, કીર્તિ વાધો તમારી;
વિપદ તમ વિદારે, દેવનો દેવ સ્વામી.
ધન મતિ બળ વાધે, નીતિ સાથે વિકાસે;
સુખદ કિરણ જ્યોતિ, રેલજો આસપાસે.
"મનુ તનુજ અમે ને, હિન્દ માતા અમારી;
"તન મન ધન આપી, સેવ તેની બજાવી."
તમ શુચિ હૃદયે આ, ભાવ નિત્યે જ રે'જો,
અવિચળ સુખશાન્તિ, દેવ દીર્ઘાયુ દે'જો!

લી. હીરાલાલ લલુરામ દવે.

# નવા વર્ષનું મંગળ પ્રભાત

**દ્રુતવિલંબિત વૃત્ત**

નવલ મંગળ રમ્ય પ્રભાતમાં,
ઉદિત ભાનુ ઉષા અમિ સાથમાં;
સમય તે પ્રભુ પાસથી યાચતો,
કુશળ આપ કુટુંબનું ચાહતો.
લલિત લાભ અને મુદિતાશયો,
કિરતિ કાન્તિ મતી શ્રી પ્રભૂ દિયો!
ધિરજ શૌર્ય ક્ષમા જ ઉદારતા,
ગહન જ્ઞાન વિજ્ઞાન સુસંગતા.
યશ પ્રસારક વંશની વલ્લિકા,
વિકસજો શુભ ઐક્ય સમાજમાં;
કલહ શાન્ત થજો અમિ રેલતાં,
વરસ પૂર્ણ થજો સુખ સ્હેલમાં!

**લી. માંગલ્યાભિલાષી**

ઇશ્વરભાઈ ભાઇલાલભાઇ પટેલ, વડતાલ.

# નવા વર્ષનું અભિનંદન

### વસંતતિલકા

સાહિત્ય દેશ પ્રતિ રક્ત ઉન્હાં વહેજો,
સૌની નસેનસ, સદા પુનિતાત્મ રહેજો;
નિત્યે દયા પ્રણયનાં દિલ દાન લેજો,
વ્હાલાં! નવું વરસ સૂખ અપૂર્વ દેજો!
થાજો વિકાસ તમ ચિત્તતણો અથાગ,
સામ્રાજ્ય ઉરપટ શાન્તિ સુખોનું થાવ;
પ્રત્યેક દિવસ થજો પ્રગતિ અગાધ,
આદર્શ આપ જીવને ઉતરો અમાપ!

### સોરઠો

આશા બાંધી સર્વ, ફળજો નવલા વર્ષમાં,
કરી બધાં કર્તવ્ય, રૂડેરાં સુખ માણજો!

લી. ચિમનલાલ બી. ગાંધી,
અમદાવાદી પોળ—વડોદરા.

# અભિનંદન

અભિનંદન આજ દઉં નવલાં,
નવ વર્ષ વધુ ઉજળાં ઉજળાં;
કિરતાર તણી કૃતિ દિવ્ય દીસે,
દિલદાર દિલાવર હાસ્ય હસે!
નવરંગી ફળો સુલલીત બધાં,
વિહગો વિચરે ઉલ્હાસ ભર્યાં;
લઇ સ્વાદ સુધામય સાર અહો,
સુણિ સ્વર્ગિય ગાન મધુર રવો.
જગ જાગૃત સર્વ સ્થળે દિસતું,
જગ જીવન લ્હાણુ બધે મળતું;
જગ જાહિર ભારત માત બની,
જગ જ્યોતિ ઝગે શું નવી જ નવી!

લી. જ્યોતિ.

# નૂતનવર્ષાભિનંદન

નવિન શુભ બેસતા વર્ષે, બધે આનંદ વર્તાજો;
ઘરે ઘર હર્ષનાં ગીતો, મળી નરનારીઓ ગાજો.
પ્રભુ પર પ્રેમ શ્રદ્ધાથી, સરવ ઇચ્છા પુરી થાજો;
અમીવૃષ્ટિ સદા વરસો, સુશાન્તિ વાયરા વાજો !

જી. બી. પવાર, ધોળકા.

આજથી શરૂ થતું નૂતન વર્ષ આપને તથા આપના કુટુંબને, સંતતિ, સંપત્તિ આદિની વૃદ્ધિથી સુખમય નિવડો ! આપનું ભાવિ જીવન સુખમય થવા માટે સત્પાત્રને દાન આપવામાં, દુઃખીનું દુઃખ કાપવામાં અને સત્યને માટે મનોબળ સ્થાપવામાં, આપ સફળ નીવડો ! હું સર્વ શક્તિમાન પ્રભુ પાસે સવિનય પ્રાર્થના કરૂં છું કે આપના ભાગ્યરવિ કષ્ટરૂપી અમાવાસ્યાના અંધકારનો નાશ કરે !

લી.

અનંત મહાદેવ સંત, અમદાવાદ.

# નૂતન વર્ષાભિનંદન

## શાર્દૂલવિક્રીડિત

આકાશોદધિમાં ઝગે દિનમણી, તીમીર સૌ ભેદિને,
સિંચો પ્રેમ–સુધા રગેરગ મહીં, ઉદ્વેગ સૌ છેદિને:
વાધો બુદ્ધિ વસૂ વધૂ તમતણી, ને શત્રુ સૌ મિત્ર હો,
નીતી, રીતિ સજી સદા હૃદયમાં, બન્ધુત્વ ભાવે રહો.
લાંબું આયુષ ભોગવી વિચરજો, ને દુઃખ કૈં ના નડો,
ભાવે ભાવ ધરો ધરાધિપતિનો, ને સત્ય પંથે પળો;
કાસારો મહિં પદ્મયૂથ ખિલતાં, ખીલો તમારી મતિ,
ચાહું બક્ષ દિને દિને દિનપતિ, શાન્તિ સ્વધર્મે રતિ !

લી.

ખુશાલભાઈ સવરામભાઈ દેશાઈ, કનસાડ.

# નવું વર્ષ

સુખદ નવિન આજે સાજ્ઞ સૃષ્ટી સખી થૈ,
કુદરત તણિ કન્યા દીપતી દિવ્યતાથી;
ગગન ઉડતિ આવે અર્ક વૈમાન માંહી,
પરમ પ્રશ થકી જે લેઈ સંદેશ આવી:

લે. જોષી માવજી દામજી, વડોદરા.

આ વર્ષારંભનો સોનેરી સમય આવ્યો! આત્માના અને વિદ્યાના સમગ્ર બળથી દેશના કલ્યાણયજ્ઞમાં સ્નેહની અને લક્ષ્મીની શાંત જ્યોતિથી ગરીબમાં ગરીબ ઝુંપડે પ્રકાશ આપવામાં અને કૌટુંબિક જીવનના નિર્દોષ આનંદમાં નૂતન વર્ષ વ્યતીત થાય; સ્વમાનની ગૌરવભરેલી લાગણી, અન્યાય પ્રતિ શાંત સત્ય, છતાં જુસ્સાભર્યું હૃદય–બળ અને જીવનસૂત્ર માટે પ્રાણાર્પણ કરવા સુધીની શક્તિ; આવું આપનું આદર્શમય સુંદર યૌવન–જીવન ભવ્ય અને શાંત વૃદ્ધાવસ્થા સુધી લંબાય! મ્હારા હૃદયની આપ માટે એ જ આંતર્–તૃષા!

લી.

ગૌરીશંકર ગોવરધનરામ જોશી,

વેલાસુતાર સ્ટ્રીટ, ગોંડલ.

**PATETI....**
**GREETINGS**

**and Bet Wishes**
**for the New Year**
**From**

*WITH SINCERE WISHES*
*for*
*much Happiness this*
*Pateti and throughout*
*the Coming Year*
*from*








નવાં સુખમાં વીતો આ નવું સાલ
મળો બરકતો પાક ખોદાનું બ્હાલ
નવા રસ ને કસથી રહો સૌ ખુશાલ
મુરાદો પૂરો મારી તે એજવાલ.

એવી

મારી માદી પણ સાચા જીગરની

દુવા

ને દાદગરની દરગાહે

કબુલ થજો !

આમીન !

લા. દુવાગો

ની

દરેક ભલી દુવા સાથે.

# નૂતન વર્ષ

**ગઝલ**

નવિન આ એસતા વર્ષે વિજયંકરી કુસુમમાળા,
તમારા કંઠમાં આરોપવા આંવી ઉભા બાળા;
હૃદયના રંગ ઊમંગે ગુંથી એ માલિકા કેવી !
રૂપાળી પાંખડીઓમાં વસ્યાં છે દેવ ને દેવી.
સુગંધી સુયશની મ્હેક, પરોવ્યો પ્રેમનો દોરો,
સુકીર્તિ સંપતિ આયુરૂપી એ માલિકા પ્હેરો !
હૃદયના પ્રેમથી કુંળાં કુસુમને સદા સત્કારો !
શકુન શુભ એહથી અભરે ભરાઓ આપનાં દ્વારો !

સંવત્ ૧૯૭ લી.
કાર્તિક પ્રતિપદા.

**હિંડી**

નવિન વર્ષ તણો બાળ સૂર્ય ઉગ્યો,
શિતળ ને સુગંધિ વાયુ મંદ વાધ્યો,
પદ્મ પુષ્પનો સમૂહ શો વિકાસે,
પદ્મલોચના સુદર્શ સદા આપે.

થાઓ એ સુદર્શ મંગલ-પ્રદાયી,
થાઓ પદ્મસમ વિકાસ ચિરસ્થાયી,
સૂર્ય સમ ક્ષણુ ક્ષણુ તેજ—તાપ વાધો !
શિતળ શાન્ત જીવનમાં વિભુ આરાધો !

સંવત્ ૧૯૭ લી.
કાર્તિક પ્રતિપદા.

# શુભ ભાવના

ઉમાપતિ શંકરના મસ્તકપર વિરાજતા ચંદ્રમાંથી સદાકાળ ઝરતું અમૃત જેમ નિર્જીવ રૂંઢમાળાઓને સજીવન કરી આનંદમય બનાવે છે તેમ આ નૂતન વર્ષના નવલ પ્રભાતે મારૂં સ્નિગ્ધ પ્રેમદ્રવિત હૃદયરૂપી અમૃત તમને સદા આનંદમય બનાવી સુકૃત્યોમાં યોજે, એ જ ભાવના.

લી.
ત્રીભોવનદાસ આર.

## વસંતતિલકા વૃત્ત

૧

તે ધન્ય દીન પ્રતિવર્ષ નવીન દીઠો,
વાયૂ વહે મલયમેરૂપરેથિ મીઠો;
ને છાંટિ કૂંકુમ ઉષા 'જય' વાણિ ભાખે,
ભાનૂ ઉગે કનકનો પુરવે-પ્રભાતે.

૨

આશીષ દિવ્ય ભૂમિની રવિ તેજ વીખે,
વિસ્તારતો સકળ સૃષ્ટિ વિષે જ દીસે;
"હો નિત્ય મંગળ મનોર્થ ફળો બધામાં,
"તીમીર સર્વ ટળી ઉર પ્રકાશ પામો."

૩

"જન્મી જીવી જીવન કંચનશું બનાવો,
"એ જીવને પરમ સિદ્ધિ ભવે સધાવો;
"ને લ્યો અખંડ રસિક ભાવભરેલ લ્હાવો,"
આદેશ ભાનૂ અરપે ચહિ ! આજ આવો.

કે. હ. શેઠ

આજના મુબારક રોજે મારા સાચા અને
ખાલેસ જીગરની એજ
દુવા છે કે

તમો સદા સુખી રહેજો !
તમો સદા આબાદ રહેજો !
તમો સદા તંદુરસ્ત રહેજો !
અને
તમારાં વ્હાલાંઓનું સુખ
ઘણું ઘણું જોતા નેક
જીંદગી તમો ગુજારજો !
આમીન !

ના દુવાગો

By simplest card is often brought
The truest wish, the kindest thought

TO WISH YOU JOY AND
HAPPINESS FOR PATETI
AND THE NEW YEAR
FROM

GREETINGS

A MERRY PATETI
AND A BRIGHT
NEW YEAR FROM

આજને દિને બેસતું નવું યઝદેઝરદી સાલ, તમને, તમારા ખેશ કુટુંબને અને સઘળાંને દરેક ભલી મોરાદોથી પાર પડેલું આમીન થજો. આપણાં અસલી ન્યાગાનોની કીર્તિ અને જાહે.જલાલી આપને મળે તે માટે હું પાક પરવરદેગાર પાસે દુઆ ગુજારૂં છું:

અહુરા! બક્ષ વહાલાંને આ બેસતે સાલ
નેકીના નેક વારસા ને બદી સામે ઢાલ.

લી. દુવાગો

## સાલ મુબારક

મ ~ મનવંતા સાહેબ!

આજના મુબારક રોજે આપ મહેરબાનને હું પેગમ્બર સાહેબ અશો જરથોસ્તના નીચલા સખુનેની યાદ આપીને વખાણીશ કે—

'સુખાકારી તે સખ્સને હોજો કે જેનાથી બીજાઓને સુખ પહોંચે છે. પોતાની મરજી પ્રમાણે રાજ્ય કરનાર હોરમજ્દ તે ધણીને તનદુરસ્તી તથા કુવત બક્ષે છે."

આ તનદુરસ્તી અને કુવત દાદાર હોરમજ્દ આપ મુરબ્બીને હમેશાં બક્ષો! આમીન!

આપનો